નવા ધોરણ પ્રમાણે.

# मुंबाई इलाकानी भूगोळ.

( ચોથા ધોરણના વિદ્યાર્થી માટે ).

પ્રસિદ્ધ કરનાર,

ભોગીલાલ માણેકલાલ.





અમદાવાદ.

“આર્યોદય” પ્રેસ.

સંવત ૧૯૫૮ સને. ૧૯૦૨.

કીંમત એક આનો.

# મુંબાઇ ઇલાકાની ભૂગોળ.

## ભાગ ૧ લો.

## સામાન્ય વર્ણન.

### હદ.

**ઉત્તરે**—બલુચિસ્તાન અને પંજાબ. **પૂર્વે**—રજપૂત સંસ્થાન, માળવા, મધ્ય પ્રાંત, નિઝામનું રાજ્ય અને મદ્રાસ ઇલાકો. **દક્ષિણે**—મહિસુરનું રાજ્ય અને મદ્રાસ ઇલાકો. **પશ્ચિમે**—અરબી સમુદ્ર અને હાલા પર્વતની પેલીમેર બલુચિસ્તાન.

**ભાગ**—(૧) સિંધ, (૨) કચ્છ, (૩) ગુજરાત, (૪) મહારાષ્ટ્ર (દક્ષિણ અને કોંકણ,) (૫) દક્ષિણ મહારાષ્ટ્ર ને ઉત્તર કાનડા.

**પર્વતો**—સહ્યાદ્રિ ( પશ્ચિમઘાટ ), સાતપૂડા, પાવાગઢ, આરાસુર, આબુ, શેત્રુંજો, ગીર, ગીરનાર ને હાલા. (ઊંચાણ બતાવે છે.)

**સમુદ્ર**—અરબી. **અખાત**—કચ્છનો ને ખંભાતનો.

**નદીઓનાં મુખ** (નીચાણ બતાવે છે.)

**કચ્છના રણમાં**—બનાસ, સરસ્વતી, ફુલકું, મચ્છુ ને આજીનાં.

**અરબી સમુદ્રમાં**—સિંધુ, ભાદર ને તાપીનાં.

**ખંભાતના અખાતમાં**—સાબરમતી, મહી, ઢાઢર, નર્મદા, શેત્રુંજી અને શુકભાદરનાં.

**બંગાળાના ઉપસાગરમાં**—ગોદાવરી અને કૃષ્ણાનાં.

**ગોદાવરીને**—સીના, નીરા અને મુળામુઠા મળે છે.

**કૃષ્ણાને**—ભીમા, પંચગંગા, ઘટપ્રભા, મલપ્રભા, અને તુંગભદ્રા મળે છે.

## નદીઓ વિષે હકીકત.

નદીનાં મૂળ ઊંચાણ, મુખ નીચાણ, અને વચલો ભાગ ઢાળ પડતી પણ સપાટ અને રસાલ જમીન બનાવે છે.

**૧ સિંધુ**—હિમાલયમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે, એને કાંઠે મિથનકોટ, સક્કર, બક્કર, રોરી, હૈદ્રાબાદ, કોટ્રી, ટટ્ટા, મીઆણી, અને કરાંચી છે.

**૨ ભાદર**—મદાવનના ડુંગરમાંથી નીકળીને અરબી સમુદ્રને મળે છે. એને કાંઠે જસદણ, જેતપુર, ધોરાજી અને નવીબંદર છે.

**૩ બનાસ**—શિરોઇના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે. એને કાંઠે ડીસા અને પાલણપુર છે.

**૪ સરસ્વતી**—શિરોઈના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે. એને કાંઠે દાંતા, સિદ્ધપુર અને પાટણ છે.

**૫ મચ્છુ**—ચોટીલાના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે. એને કાંઠે વાંકાનેર, મોરબી ને માળીઆ છે.

**૬ શેત્રુંજી**—ગીર પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે ધારી, પાલીતાણા ને તળાજા છે.

**૭ સાબરમતી**—મેવાડના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે અમદાવાદ, સાદ્રા ને પેથાપુર છે.

**૮ મહી**—માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે પાલી, લુણાવાડા ને ખંભાત છે.

**૯ ઢાઢર**—રેવાકાંઠાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે ટંકારી બંદર છે.

**૧૦ નર્મદા**—સાતપુડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે ચાણોદ, કર્નાળી, નાંદોદ, શીનોર, અને ભરૂચ છે.

**૧૧ તાપી**—સાતપૂડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે માંડવી, સુરત અને રાંદેર છે.

**૧૨ ગોદાવરી**—નાશિક પાસેના સંભાદ્રી પર્વતમાંથી નીકળી બંગાળી ઉપસાગરને મળે છે. એને કાંઠે નાશિક ને ત્ર્યંબક છે.

**૧૩ ભીમા**—સંભાદ્રી પર્વતમાંથી નીકળી કૃષ્ણાને મળે છે. એને કાંઠે પંઢરપુર છે.

**૧૪ કૃષ્ણા**—સંભાદ્રી પર્વતમાંથી નીકળી બંગાળી ઉપસાગરને મળે છે. એને કાંઠે સતારા, સાંગલી, મીરજ અને કરૂંદવાડ છે.

**૧૫ નીરા**—સંભાદ્રી પર્વતમાંથી નીકળી ભીમાને મળે છે. એને કાંઠે ભોર અને ફલટન છે.

## ભૂશિરો.

રાસમુરારી (કરાંચી પાસે,) જગતપોઈંટ (દ્વારકા પાસે,) દીવ (કાઠિયાવાડની દક્ષિણે,) કેપરામાસ (ગોવાની દક્ષિણે).

**બેટ**—બેટ (દ્વારકા પાસે,) ગોપનાથ, પીરમ, મુંબાઈ, વસાઈ, ઘારાપુરી ને સાષ્ટી.

**દ્વીપકલ્પ**—કાઠીઆવાડ.

**હવા ખાવાની જગાઓ**—માથેરાઈન (મુંબાઇ પાસે,) આબુ (ગુજરાતની ઉત્તરમાં), ખંડાળા, પુરંધર સંભાદ્રી પર્વતમાં. (આ જગોઓમાં ઊનાળામાં તાપ પડતો નથી).

**છાવણી**—ભૂજ, રાજકોટ, અમદાવાદ, ડીસા, વડોદરા, મુંબાઈ, પુના, વગેરે.

## દેશી રાજ્ય.

**સિંધમાં**—ખૈરપુરનું. **કચ્છમાં**—કચ્છનું. **ગુજરાતમાં**—ગાયકવાડનો મુલક, ખંભાત, જુનાગઢ, નવાનગર, ધ્રાંગધ્રા, ભાવનગર, પાલનપુર, ઇડર, નડીઆદ, દેવગઢબારીઆ, લુણાવાડા ને વાંસદાનું. **મહારાષ્ટ્રમાં**—

પેંઠ, જવ્હાર, સાવંતવાડી, ભોર, અકલકોટ, કોલાપુર, સાંગલી, સાવનુર.

**પોર્ટુગીઝનાં સંસ્થાન**—દીવ, દમણ, ગોવા. એ પરદેશી-ને સ્વતંત્ર છે.

**હબસીનાં સંસ્થાન**—જાફરાબાદ ને જંજરા.

**મોટાં બંદર**—મુંબાઈ, કરાંચી ને કારવાડ.

**નાનાં બંદર**—માંડવી, પોરબંદર, જાફરાબાદ, ઘોઘા, ભાવનગર, ખંભાત, ભરૂચ, સુરત, વલસાડ, દમણ, રત્નાગિરિ, વિજયદુર્ગ, ગોવા ને હોનાવર.

**જાત્રાનાં ઠેકાણાં**—દ્વારકા, સોમનાથ, ડાકોર, અંબાજી, બહુચરાજી, સિદ્ધપુર, સામળાજી, ખેડ બ્રહ્મા, રેવાજી ( ચાણોદ કન્યાળી પાસે. ) નાશિક, પંઢરપુર ને વડતાલ, એટલાં હિંદુનાં. ગીરનાર, આબુ, ને પાલીતાણા એ શ્રાવકનાં; અને ઉદવાડા એ પારશીનું.

**નિકાશ**—અનાજ, શાક ભાજી, કપાસ, શેરડી, તંબાકુ, અફીણ, ગળી, ગુંદ, ઊન અને ઇમારતી લાકડાં, સૂતર, સુતરાઉ, રેશમી ને કસબી કાપડ વિગેરે.

**આયાત માલ**—સૂતર, સુતરાઉ ને ઊનનાં લૂગડાં, લોઢું, તાંબુ, ને ફરનીચર યુરોપ વગેરેના દેશોમાંથી આવે છે.

**બીજી હકીકત**—આ ઇલાકાની રાજધાનીનુ શહેર મુંબાઈ છે. તેમાં ગવર્નર રહે છે. તે ઇ. સ. ૧૬૬૧ માં અંગ્રેજ સરકારને પોર્ટુગીઝ સરકારની પાસેથી પહેરામણીમાં મળ્યું છે. એમાં આઠ લાખ માણસની વસ્તી છે, અને દુનિયાનાં મોટાં બંદરોમાંનું એક છે. લોકો ઘણા પૈસાદાર ને ઉદ્યોગી છે.

**કચ્છના અખાતમાં નવાનગર પાસે મોતી પાકે છે.**

---

# ભાગ ૨ જો.

## પ્રાંતવાર વર્ણન.

### ૧ સિંધ.

**સીમા**—ઉત્તરે—બલુચિસ્તાન અને પંજાબ: પૂર્વે—જેસલમીરનું રણ ને રજપુત સંસ્થાન; દક્ષિણે—કચ્છનું રણ અને અરબી સમુદ્ર; પશ્ચિમે—હાલા પર્વતની પેલીમેર બલુચિસ્તાન.

**નદીઓ**—સિંધુ અને તેની નેહેરો. આ નદીનું મૂળ હિમાલયમાં હોવાથી ઉનાળામાં પણ તેમાં પુર આવે છે. કારણ, હિમાલય ઉપરનો બરફ ઓગળે છે.

**પર્વત**—હાલા. **સરોવર**—મંચર.

**રણ**—થરપાર્કર, એમાં પાણીની તંગી છે.

**ભૂશિર**—રાસમુરારી **બંદર**—કરાંચી અને શાહબંદર.

**જાત્રાનું ઠેકાણું**—હિંગળાજ, એ કરાંચીની પશ્ચિમે આવેલું છે.

**નિકાસ**—ડાંગર, જુવાર ને બાજરી આ ઇલાકામાં ખપે છે અને ઘઉં, તેલીબીઆં; રૂ, ગળી, યૂરોપમાં જાય છે.

**લોક ને ભાષા**—એ પ્રાંતમાં ઘણી વસ્તી મુસલમાનોની છે. તેમાં સિંધી અને બલુચી ભાષા બોલાય છે.

**પ્રાસી**—સને ૧૮૪૩ માં સિંધના અમીરો પાસેથી એ પ્રાંત અંગ્રેજ સરકારે જીતી લીધો તેમના તરફના મુખ્ય અધિકારીને કમીશનર કહે છે.

બીજી હકીકત—આ પ્રાંતમાં વરસાદ થોડો વરસે છે. દક્ષિણ ભાગની હવા રોગી છે.

**અંગ્રેજી મુલક.**

| ભાગ. | મુખ્ય શહેર, |
|---|---|
| ૧ સિંધનો ઉપલો સરહદનો મુલક. | જેકબાબાદ. |

૨ શિકારપુર જીલ્લો. **શિકારપુર**, સક્કર, લાર્ખાના, ને રોરી.
૩ હૈદરાબાદ જીલ્લો. **હૈદરાબાદ.**
૪ કરાંચી જીલ્લો. **કરાંચી**, કોટ્રી, ઠઠ્ઠા, શાહબંદર.
૫ થરપારકર. **ઉમરકોટ.**

**દેશી રાજ્ય.**

૬ ખૈરપુર સંસ્થાન. **ખૈરપુર.**

## શહેરોની હકીકત.

**હૈદરાબાદ**—એ સિંધુના કાંઠાપર છે. શેત્રજી, રેશમી ને સુતરાઉ કાપડ, માટીનાં વાસણ ને ચામડાની વસ્તુને માટે વખણાય છે.

**કરાંચી**—સિંધ અને પંજાબના વેપારનું મોટું બંદર છે. એમાં સુતરાઉ કાપડ, માટીનાં વાસણ ને કામળા બને છે.

**સક્કર**—સિંધુના કાંઠાપર બોલનઘાટ સાથે વેપારનું મથક છે.

**ઉમરકોટ**—થરપારકરનું મુખ્ય શહેર. એમાં પો. ટી. સુપરીન્ટેન્ડેન્ટ રહે છે તથા અકબર બાદશાહ જન્મ્યો હતો.

**ખૈરપુર**—એ દેશીરાજ મીર અલી મુરાદના તાબામાં છે.

**જેકબાબાદ**—એમાં પો. ટી. સુપ્રિન્ટેન્ડેન્ટ રહે છે.

**૨. કચ્છ.**

**સીમા**—ઉત્તરે અને પૂર્વે રણ, દક્ષિણમાં કચ્છનો અખાત; પશ્ચિમે અરબી સમુદ્ર.

**પર્વત**—એમાં ડુંગરની ત્રણ મુખ્ય હારો છે. ૧ ઉત્તર ધાર એમાં કાળો, ૨ મધ્ય ધાર એમાં ધીણોધાર, ૩ ચાડવા.

**નદીઓમાં**—નાગમતી, રૂકમાવતી, અને ખારી, એ ત્રણ વહેવા જાણવા લાયક છે.

**ભાગ**—એમાં ૧૬ મગણાં છે. પાવર, મિયાની, બન્ની, પચ્છમ,

મુંદ્રિ, પ્રાંથળ, વાગડ, અંજાર ચોવીશી, ભુવડ ચોવીશી, હાલા ચોવીશી, કાંઠી, મોડાસા, અબડાસા, કંડ, ગરડો ને માક.

**શહેર.**

**ભુજ**—રાજધાનીનું શહેર–રાવશ્રી ખેંગારજીએ ઇ. સ. ૧૬૦૫ માં બંધાવ્યું. ત્યાંના રાજા જાડેજા રજપૂત છે. ત્યાંનું સોના રૂપાની કોતરણીનું તથા ભરતકામ વખણાય છે. પોલીટીકલ એજન્ટ એમાં રહે છે.

**માંડવી**—એ મોટામાં મોટું બંદર, તેમાં દીવાદાંડી છે. ને આ પ્રાંતમાં બીજા નંબરનું શહેર છે.

**એ શિવાય**—અંજાર, રાપર, અપોઇ ને કંથકોટ વગેરે કસ્બા જાણવા લાયક છે.

**બંદરો**—માંડવી, લખપત, જખૌ, મુંદ્રા અને તુણા વગેરે.

**નિકાશ**—અનાજ, તેલીબીઆં, રૂ, ઊન, મીઠું, ઢોર ( ઘોડા, ગાય, ભેંસ) વિગેરે.

**વિશેષ હકીકત**—આ પ્રાંતમાં સુરોખાર, ફટકડી અને કોયલાની ખાણો છે. કચ્છી ઘોડા વખણાય છે, અને સોના રૂપાની કારીગરીની વસ્તુઓ અંગ્રેજ લોકો પણ પસંદ કરે છે.

**૩. મહારાષ્ટ્ર.**

આ પ્રાંતમાં સંહ્યાદ્રી પર્વત વચ્ચે આવવાથી **દક્ષિણ** અને **કોકણ** એવા બે ભાગ એના થાય છે.

**अ દક્ષિણ.**

**સીમા**—ઉત્તરે સાતપુડા; પૂર્વે–મધ્ય પ્રાંતો ને નિઝામનું રાજ્ય; દક્ષિણે–દક્ષિણ મહારાષ્ટ્ર; પશ્ચિમે—સંહ્યાદ્રી પર્વત, ને ગુજરાતનો ભાગ.

**પર્વત**—સંહ્યાદ્રી ને સાતપુડા.

**નદીઓ**—તાપી, ગોદાવરી, ભીમા, કૃષ્ણા, સીના, નીરા, મુ-ળામુઠા, ગીરણા, પાંજરા ને વારણા.

**જાત્રાનાં ઠેકાણાં**—નાશિક, ત્ર્યંબક ને પંઢરપુર.

**હવા ખાવાની જગાઓ**—મહાબળેશ્વર, માથેરાન ને ખંડાળા.

**અંગ્રેજી મુલક.**

| **ભાગ.** | **મુખ્ય શહેર.** |
|---|---|
| ૧ ખાનદેશ જીલ્લો... ... ......... | **ધુળીઆ,** માલેગામ, ન ન્દુબાર. |
| ૨ નાશિક જીલ્લો... ... —...... | **નાશિક,** ત્ર્યંબક. |
| ૩ અહમદનગર જીલ્લો... ......... | **અહમદનગર.** |
| ૪ પુણા જીલ્લો... ... ............ | **પુણા.** |
| ૫ સતારા જીલ્લો.... ... ......... | **સતારા.** |
| ૬ સોલાપુર જીલ્લો .. ... —...... | **સોલાપુર.** |

**દેશી રાજ્ય.**

| | |
|---|---|
| ૭ ખાનદેશ એજન્સી........... | ડાંગ, સલગણ ને મેવાસી પ્રગણાં. એવા ત્રણ ભાગ છે. |
| ૮ પેંઠ સંસ્થાન.................. | **પેંઠ.** |
| ૯ અકલકોટ સંસ્થાન.............. | **અકલકોટ.** |
| ૧૦ સતારા જાગીર......... | ભોર, ફલટન, ઔંધ ને જત. |

**શહેરો વિશે હકીકત.**

**ધુળીઆ**—પાંજરા નદી ઉપર ખાનદેશનું મુખ્ય શહેર છે.

**માલેગામ**—ગીરણા નદી ઉપર છે.

**નાશિક ને ત્ર્યંબક**—ગોદાવરીના કાંઠાપર જાત્રાનાં ઠેકાણાં છે.

**અહમદનગર**—સીના નદી ઉપર કિલ્લો છે. આગળ મુસલમાની રાજ્યની રાજધાની હતી.

**પુણા**—મુળામુઠા નદી ઉપર પેશ્વાની રાજધાનીનું શહેર છે. મુંબાઈનો ગવર્નર ચોમાસામાં ત્યાં રહે છે. તથા કાગળ બનાવવાનું કારખાનું છે.

**સતારા**—એ શહેરમાં પહેલાં શિવાજીના વંશજો રાજ કરતા હતા.

**સોલાપુર**—હૈદરાબાદ સાથેના વેપારનું મથક છે.

**પંઢરપુર**—ભીમા નદી ઉપર, તેમાં વિઠ્ઠલનાથજીનું દેરૂં છે. ત્યાં જાત્રા ભરાય છે.

**નિકાશ**—અનાજ, રૂ, શણ, શેરડી, તમાકુ, ઇમારતી લાકડાં, મધ, મહુડાં, લાખ ને સુરોખાર.

## ब કોકણ.

**સીમા**—ઉત્તરે ગુજરાત; પૂર્વે સંહ્યાદ્રી પર્વત; દક્ષિણે ગોવાનું રાજ્ય; અને પશ્ચિમે અરબી સમુદ્ર.

**પર્વત**—સંહ્યાદ્રી.

**બંદર**—મુંબાઈ, રત્નાગીરી.

**સમુદ્ર**—અરબી.

**બેટ**—સાષ્ટી, મુંબાઈ, ધારાપુરી ને વસાઈ.

## ઈંગ્રેજી મુલક.

| ભાગ. | મુખ્ય શહેર. |
|---|---|
| ૧ થાણા જીલ્લો. | થાણા, વાંદરા, કલ્યાણ. |
| ૨ મુંબાઈ બેટ (જીલ્લો છે) | મુંબઈ. |
| ૩ કોલાબા જીલ્લો | અલીબાગ. |
| ૪ રત્નાગીરી જીલ્લો | રત્નાગીરી. |

## દેશી રાજ્યો.

૫ જવાર સંસ્થાન... ...... ... ...જવાર.

૬ જંજીરા સંસ્થાન... ..... ... ...જંજીરા ને જાફરાબાદ. (કાઠિયાવાડમાં)

૭ સાવંતવાડી સંસ્થાન. સાવંતવાડી.

## શહેરો વિશે હકીકત.

**થાણા**—એ શહેર સાષ્ટી બેટમાં છે.

**કલ્યાણ**—એ શહેર આગળ મુંબઇથી જનારી રેલવેના બે ફાંટા પડી એક નાશિક થઈ અલાહબાદ ને કલકત્તા ભણી જાય છે. બીજો પુના તથા સોલાપુર થઇને મદ્રાસ જાય છે.

**મુંબાઈ**—એ આ ઇલાકાની રાજધાનીનું શહેર છે. તેમાં ગવર્નર રહે છે.

એ શિવાય—**સાવંતવાડી** એ મરેઠાનું, અને **જંજીરા** એ હબસીનું ( દેશી રાજ્યમાં ) શહેર છે.

**નિકાશ**—ચોખા, નાગલી, નાળીએર, સોપારી, મીઠું અને હરડાંની છે.

## ૪ દક્ષિણ મહારાષ્ટ્ર ને ઉત્તરકાનડા.

**સીમા**—ઉત્તરે મહારાષ્ટ્ર; પૂર્વે નિજામનું રાજ્ય ને મદ્રાસ ઇલાકો; દક્ષિણે મહિસુર, ને મદ્રાસ; પશ્ચિમે અરબી સમુદ્ર, ગોવા ને કોકણ.

**પર્વત**—સંહ્યાદ્રી.

**નદીઓ**—ભીમા, કૃષ્ણા, ઘટપ્રભા, મલપ્રભા, પંચગંગા, તુંગભદ્રા, વર્ધા ને વારણા.

**બંદર**—કારવાડ, કુમટે ને હોનાવર.

## અંગ્રેજી મુલક.

**ભાગ.** **મુખ્ય શહેર.**

૧ કલાદગી જીલ્લો............**કલાદગી** બાલકોટ, વિજાપુર.
૨ બેલગામ જીલ્લો............**બેલગામ.**
૩ ધારવાડ જીલ્લો.............**ધારવાડ,** ને હુબળી.
૪ ઉત્તરકાનડા જીલ્લો...........**કારવાડ,** કુમટે ને હોનાવર.

## દેશી રાજ્ય.

૫ કોલાપુર સંસ્થાન...**કોલાપુર.**
૬ સાવનુર સંસ્થાન...**સાવનુર.**
૧૭ દક્ષિણુ મરેઠા જાગીર.. સાંગલી, મીરજ, જમખંડી,
કરૂંદવાડ, ભુંધાળ ને રામદુર્ગ.

## શહેરો વિશે હકીકત.

**બાલકોટ**—વેપારનું મથક છે.

**વિજાપુર**—આગળ મુસલમાની રાજ્યની રાજધાનીનું શહેર હતું.

**હુબળી**—સુતરાઉ ને ઊનનાં કાપડ ને માટે પ્રખ્યાત છે.

**કારવાડ**—એ આ ઇલાકામાં ત્રીજા નંબરનુ મોટું બંદર છે.

**કોલાપુર**—એમાં શિવાજીના વંશની શાખાનું રાજ્ય છે.

**મીરજ**—સારંગી અને તંબુરા સારા બને છે.

**મંગળવાડા**—એ પંઢરપુર પાસે ભીમા નદીના કાંઠાપર સાંગલી સંસ્થાનનું શહેર છે.

**શિરહતી**— એ તુંગભદ્રાને કાંઠે સાંગલી સંસ્થાનનું બીજું શહેર છે.

**નિકાસ**—અનાજ, રૂ, ઇમારતી લાકડાં ને ધાતુનો સામાન.

## ૫. ગુજરાત.

### સ્વરૂપ.

**સીમા**—ઉત્તરે કચ્છનું રણ ને શીરોહી, પૂર્વે માળવા ને ખાનદેશ, દક્ષિણે થાણા જીલ્લો ને અરબી સમુદ્ર, પશ્ચિમે કચ્છનો અખાત, રણ ને અરબી સમુદ્ર.

**કુદરતી દેખાવ**—મુખ્ય બે ભાગ જણાય છે.

૧ પશ્ચિમ તરફ કાઠિયાવાડનો દ્વિપકલ્પ.

૨ પૂર્વમાં, ઉત્તરથી તે દક્ષિણ સુધી ગયેલો પટો.

**ઉંચો મુલક**—કાઠિયાવાડનો મધ્ય ભાગ. ગુજરાતનો છેક ઇશાન ને છેક પૂર્વ તરફનો ભાગ કે જેમાં ડુંગરો આવેલા છે તે ભાગ ઉંચો છે. આ ભાગની જમીન ડુંગરાળી ને ઝાડીવાળી છે.

**પર્વતો**—રાજપીપળા, પાવાગઢ, આરાસુર, ( અંબાજી પાસે ) આબુ, શીરોહીના ડુંગર, ચોટીલા, શેત્રુંજો, ગિરિ, ગિરનાર ને બરડો.

**નીચો મુલક**—ગુજરાતનો દરિયા કિનારાનો ને કચ્છના રણને લગતો ભાગ નીચો છે. ઉંચાણવાળા ભાગમાંથી નિચાણવાળા ભાગ તરફ નદીઓ વહે છે. આ ભાગની જમીન રેતાળ ને ખારપાટવાળી છે.

**નદીઓ**—દમણગંગા, અંબીકા, મીંઢોળા, તાપી, નર્મદા, ઢાઢર, મહી, સાબરમતી, બનાસ, સરસ્વતિ, મચ્છુ, ભાદર ને શેત્રુંજી.

**સપાટ મુલક**—ઉંચાણ ને નિચાણનો વચલો ભાગ ઢાળ પડતો સપાટ છે. આ ભાગની જમીન નદીઓવાળી ને રસાળ છે. તેમાં ચરોતર (કેટલોક ખેડા જીલ્લાનો ને તેને લગતો ગાયકવાડનો મુલક) ની જમીન સર્વોત્તમ છે.

**જમીન**—કેટલાક ભાગમાં કાળી, કેટલાકમાં ગોરમટી (રતાશ પડતી ચીકણી) કેટલાકમાં ગોરાટ (ગોરમટી સાથે થોડી રેતીવાળી).

કેટલાકમાં રેતી ને કેટલીક પથરાવાળી છે.

**દ્વીપકલ્પ**—કાઠિયાવાડ. **ભુશીરો**—જગતપોઇન્ટ ને દીવ.
**સમુદ્ર**—અરબી. **અખાત**—કચ્છ ને ખંભાત.

**હવા.**

આ પ્રાંતમાં શિઆળો, ઉનાળો, ને ચોમાસુ એવી ત્રણ રુતુઓ છે.

૧ **શિઆળો**—નવેમ્બરથી ફેબ્રુઆરી સુધી હોય છે તેમાં ટાઢ પડે છે. પવન ઇશાન ખુણાનો ને ઉત્તરનો હોય છે.

૨ **ઉનાળો**—માર્ચથી જુન સુધી હોય છે. તેમાં તાપ પડે છે ને પવન પશ્ચિમનો હોય છે.

૩ **ચોમાસુ**—જુલાઇથી અક્ટોમ્બર સુધી હોય છે. તેમાં વરસાદ ૨૦ થી ૩૦ ઇંચ સુધી વરસે છે. તેની શરૂઆત દક્ષિણ તરફથી થવા માંડે છે. પવન—દક્ષિણ, નૈરુત્યકોણ ને પશ્ચિમનો હોય છે.

શિઆળાની હવા સર્વત્ર સારી છે. તેથી દેશી અને પરદેશીઓને (યુરોપીઅનોને) બહુ અનુકુળ છે. ઉનાળાના મધ્યમાં વિશેષ ઉની અકળાવે તેવી છે. વધારેમાં વધારે ગરમી ૧૧૬ ડિગ્રી સુધી પડે છે. પણ દરિયાના પવનની અસરવાળા ભાગમાં સમપ્રમાણમાં રહે છે.

ચોમાસાની આખરે હવાના ફેરફારથી ઘણુંકરીને બધે તાવનો ઉપદ્રવ હોય છે. તેમાં જંગલો પાસેના ભાગમાં તથા જ્યાં ચોમાસાનું પાણી ભરાઇ રહે છે ત્યાંની હવા વધારે બગડે છે.

ભરૂચ જીલ્લો, ગાયકવાડી રાજ્યના મધ્ય ભાગમાં, ખેડા જીલ્લો, અમદાવાદ જીલ્લો, પાલણપુર એજન્સિ ને કાઠિયાવાડના મધ્ય ભાગમાં તાપ ને ટાઢ વધારે પડે છે.

સુરત જીલ્લો ને સુરત એજન્સિ, પંચમહાલ જીલ્લો ને પંચમ

હાલ એજન્સિ ને રેવાકાંઠા એજન્સિ એમાં ઉપરના જેટલો તાપ ને ટાઢ પડતાં નથી.

સમુદ્ર કિનારાના મુલકોમાં ટાઢ ને તડકો સરખાં હોય છે. એટલે તે બહુ ઉપદ્રવ કરતાં નથી.

### પાક.

મુખ્ય પાક—અનાજ, શાક ભાજી, તેલીબીયાં, કપાસ, શેરડી, ગળી, તંબાકુ, કસુંબી, ને મેવો વિગેરે.

### ઉદ્યોગો.

ગામડાંનો મુખ્ય ઉદ્યોગ—ખેતીનો. કસ્બા ને શહેરોમાં ખેતી ને હાથ ઉદ્યોગ. અને મોટાં શહેરોમા હાથ ઉદ્યોગ મીલનો ઉદ્યોગ ધમધોકારે ચાલે છે.

ખેતીની ચીજો—કપાસ, તંબાકુ, ગળી, ગોળ ને કેટલાંક અનાજ. ( ઘઉં, ચણા વિગેરે. ) મહુડાં, લાખ, ગુંદર, કાથો, ને કાટ ( ઇમારતી લાકડાં ) વિગેરે.

હાથ ઉદ્યોગથી—રેશમી કાપડ—(મશરૂ, ગજીઆણી, પીતાંબર, બાંટ, ધોતીજોડા વગેરે). સુતરાઉ કાપડ—ખાદી, સાલુ, ખોળીયાં વગેરે. કસબી કાપડ—( કિનખાબ, તોઇ, શીટ, કોર, પાલવ પાઘડીઓ ને એશ વગેરે. )

મીલ ઉદ્યોગોથી—સુતર. ને સુતરાઉ કાપડ બને છે.

બીજા ઉદ્યોગો—મીઠું ( ખરાઘોડામાં, ) અકીક ( ખંભાતમાં ) અબરખ ( મહીકાંઠા એજન્સિના-અરપોદરામાં ) અને ધાતુના ઘાટ.

### ઉદ્યોગનાં સાધનો.

૧. રેલવે.

વડોદરા રેલવે—મુંબાઇની જોડે સંબંધ રાખે છે.

નામી રેલવે—ખાનદેશ જોડે સંબંધ રાખે છે.

રતલામ રેલવે—માળવા જોડે સંબંધ રાખે છે.

રજપૂતાના રેલવે—અજમેર સાથે સંબંધ રાખે છે.

કાઠિયાવાડની રેલવે—બંદરો (ભાવનગર, વેરાવળ, પોરબંદર) જોડે સંબંધ રાખે છે.

**૨ વહાણ**—તે એક બંદરથી બીજે બંદર માલ લઈ જવા લાવવાનું કામ કરે છે તેથી વેપાર સારો ચાલે છે.

**મુખ્ય બંદરો**—નવાનગર, પોરબંદર, વેરાવળ, દીવ, જાફ્રાબાદ, ભાવનગર, ધોલેરા, ખંભાત, ભરૂચ, સુરત, વલસાડ, દમણ.

**૩ ગાડાં**—ઘણુંકરીને પ્રાંતના એક ભાગમાંથી બીજા ભાગમાં માલ લઈ જાય છે. તે વહાણ ને રેલવેને મદદ કરે છે.

## લોક.

ઉદ્યોગી, મહેનતુ, ને કરકસરીઆ છે ને તેમાં જાતો ઘણી છે.

## ધર્મ.

હિંદુ (બ્રાહ્મણ ને જૈનધર્મ) મુસલમાની, જરતોસ્તી (પારસીઓનો) ને ખ્રિસ્તિ.

## જાત્રાનાં ઠેકાણાં.

**હિંદુનાં**—દ્વારકાં, ડાકોર, અંબાજી, બહુચરાજી, શામળાજી, સિદ્ધપુર, ચાણોદકર્નાળી, પ્રભાસપાટણ ને વડતાલ.

**જૈનનાં**—પાલીતાણા, ગિરનાર ને આબુ.

**પારસીનું**—ઉદવાડા.

## ભાષા.

મુખ્ય ગુજરાતી. [મુસલમાનો ઉરદુ ભાષા બોલે છે.]

## રાજ્યરીતિ.

આપણે મુંબાઈ ઇલાકામાં રહીએ છીએ. અને આ ઇલાકાના સૌથી મોટા ઉપરીને ગવર્નર કહે છે, તે મુંબાઇમાં રહે છે. મુબાઇમાં એક હાઇકોર્ટ છે તે કાયદા પ્રમાણે ન્યાય કરે છે. ને ન્યાયખાતુ તેના તાબામાં છે.

સારી રીતે રાજ્યવહીવટ ચલાવવાને આ ઇલાકાના સિંધ, ઉત્તર ભાગ, મધ્ય ભાગ ને દક્ષિણ ભાગ એવા ચાર મોટા ભાગ પાડી દરેક ભાગ કમીશનરને સોંપેલો છે. તેપર ગવર્નર સાહેબની દેખરેખ છે.

આપણો ગુજરાત પ્રાંત ઉત્તર ભાગમાં આવેલો છે તેથી આપણો મુખ્ય ઉપરી ઉત્તર વિભાગનો કમિશનર છે.

ગુજરાતમાં બે તરેહનાં રાજ્ય છે. ૧ ઈંગ્રેજ સરકારનો ખાલસા મુલક. ૨ દેશી રાજાઓનો મુલક (ઇંગ્રેજ સરકારની દેખરેખ તળેનો)

### ખાલસા મુલકમાં.

ખાલસા મુલકના પાંચ ભાગ કરેલા છે. તે દરેક ભાગને જીલ્લો કહે છે. જીલ્લાનો મુખ્ય ઉપરી કલેક્ટર ને તેને મદદનીશો * હોય છે. ને તેપર કમીશનર સાહેબ દેખરેખ રાખે છે.

જીલ્લાના વિસ્તાર પ્રમાણે તેના વિભાગ પાડેલા છે તે દરેકને તાલુકો (પરગણું) કહે છે: તેનો ઉપરી મામલતદાર છે ને તેપર કલેક્ટરની દેખરેખ હોય છે.

તાલુકાના વિસ્તાર પ્રમાણે તેમાં ગામો હોય છે. દરેક ગામનો વહિવટ મુખી (પોલીસ પટેલ) તલાટી, ઉઘરાતદાર (રેવન્યુ પટેલ) કરે છે. ને તેમનાપર મામલતદારની દેખરેખ હોય છે.

---

* આસિસ્ટંટ કલેક્ટર, ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેક્ટર, હજુર ડેપ્યુટી કલેક્ટર વગેરે.

## ખાલસા મુલકમાં રાજ્ય વહિવટનાં ખાતાં.

**રેવન્યુખાતું**—આ મુખ્ય ખાતું સરકારની ઉપજ બરાબર રીતે વસુલ કરવાનું તથા ખર્ચ કરવાનું કામ કરે છે. આ ખાતામાં તલાટી, મામલતદાર ને તેના ઉપરી અધિકારીઓ કામ કરે છે.

**સરવેખાતું**—દરેક ખેડુત પાસે કેટલી ને કેવી ઉપજવાળી જમીન છે તે, તથા સરકારમાં ભરવાના પૈસા મુકરર કરવાનું કામ કરે છે. તે પ્રમાણે રેવન્યુ ખાતાવાળા વસુલ લે છે. આ ખાતું ફરતું છે તેમાં મોજણીદાર ને સર્વેસુપ્રીન્ટેન્ડેન્ટ કામ કરે છે.

**પોલીસખાતું**—ખુન કરનાર, ચોર, વાટ પાડુ, ધાડ પાડનાર, જુગારી, વગેરે લોકોને ઉપદ્રવ કરનાર તથા સરકારી ઉપજને નુકસાન કરનારને પકડી શિક્ષાને સારૂ માજીસ્ટ્રેટને હવાલે કરે છે. આ ખાતું ઘણુંજ જરૂરી છે. આમાં ફોજદાર, પોલીસ ઇન્સ્પેક્ટર, ને પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ કામ કરેછે.

**ઇજનેરખાતું**—રસ્તા, ધર્મશાળાઓ ને સરકારી ઇમારતો વગેરે બાંધવાનુ તથા તળાવો, નહેરો, કાસ વગેરે ખોદવાનું કામ કરે છે. એમાં ઓવરસીઅર, ને ઇન્જીનીયર કામ કરેછે.

**આબકારી ખાતું**—કેફી વસ્તુઓ વેચવાનું સરકારે પોતાને હસ્તક રાખેલું છે. તે ચીજને વગર પરવાને ઉત્પન્ન કરનાર, લાવનાર, ને વેચનારને પકડી શિક્ષા કરાવે છે. આમાં આબકારી ઇન્સ્પેક્ટર કલેક્ટરના તાબામાં રહી કામ કરે છે.

**જંગલખાતું**—ખાલસા મુલકમાં જ્યા જ્યાં જંગલો હોય તે સાચવવાનું કામ કરે છે. ને આ ખાતુ કલેક્ટરો ચલાવે છે.

**મીઠાખાતું**—મીઠું પકવવાનું કામ સરકારને હસ્તક છે. તેમાં

ળની રીતે પકવનાર અથવા લાવનારને પકડી શિક્ષા કરાવે છે. આ ખાતું કલેક્ટરના હાથ નીચે હોય છે.

**મ્યુનિસિપાલિટીઓ.**—મોટાં શહેરો અને કસ્બાઓમાં હોય છે તે સ્થાનિક લોકોપર કર નાંખી પોતાની ઉપજ કરે છે. સદરહુ ઉપજમાંથી લોકોની આરોગ્યતા વગેરે સંભાળવાનું એટલે રસ્તા બાંધવા, સંભાળવા, છાંટવા, દિવા બત્તી કરવી, કેળવણી આપવી વગેરેનું કામ કરે છે. એના ઉપર કલેક્ટર ને કમીશનરની દેખરેખ હોય છે.

**લોકલબોર્ડ**—આ ખાતામાં ખેડૂતો પાસેથી લોકલ ફંડ લેવાય છે, તથા સરકારની મદદ હોય છે તેમાંથી તાલુકા ને જીલ્લાના રસ્તા બંધાવવાનું; તથા તળાવો, નહેરો ને કાંસ ખોદાવવા વગેરેનું કામ ઇજનેર ખાતા મારફતે કરાવે છે તથા ગામડાંનાં છોકરાંને કેળવણી આપવાનું કામ કેળવણી ખાતા મારફત કરાવે છે. આમાં મુખ્ય દેખરેખ કલેક્ટર ને મામલતદારોની હોય છે.

**ન્યાયખાતું**—દીવાની ને ફોજદારી ગુન્હા ચુકવે છે—હાઇકોર્ટના તાબામાં જીલ્લે જીલ્લે જડજ હોય છે તેના હાથતળે સબોર્ડિનેટ જડજો ને માજીસ્ટ્રેટો હોય છે.

જીલ્લાજડજ તે દિવાની ને ફોજદારી ભારે ગુન્હા ચુકવે છે.

સબોર્ડિનેટ જડજો હલકા દિવાની મુકરદમા એટલે લેણદેણ ને સ્થાવર મિલ્કતના દાવા ચુકવે છે.

માજીસ્ટ્રેટો—એ રેવન્યુ ખાતાના અધિકારી હોય છે અને તે ફોજદારી હલકા ગુન્હા ચુકવે છે.

સ્માલકાઝકોર્ટો—લેણદેણના હલકા દાવા ચુકવે છે ને તેનાપર અપીલ નથી.

**કેળવણીખાતું**—લોકોને ગામઠી સ્કુલો, હાઇસ્કુલો, ને કો-

સેજોની મારફતે કેળવણી આપે છે. કાલેજોમાં ઉંચા પ્રકારનું જ્ઞાન અ-પાય છે. આ ખાતામાં ડેપ્યુટીઓ, હેડમાસ્તરો, પ્રિન્સિપાલો અને એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, તથા ડાયરેકટર સાહેબ મુખ્ય અધિકારી હોય છે.

**પોષ્ટખાતુ**—કાગળો, મનીઓર્ડરો ને બંગીઓ લઈ જવા લાવવાનું ને સેવીંગબેંકનું કામ કરે છે. આ ખાતામાં, પોષ્ટ માસ્તર, પોષ્ટલ ઇન્સ્પેકટર ને પોષ્ટલ સુપ્રીન્ટેન્ડેન્ટ હોય છે.

**દવાખાતું**—ઘણા માંદા માણસને હસ્પિતાલમાં રાખી ઓસડ કરવાનું, સરકારી નોકરો ને ગરીબોને દવા આપવાનું, શિતળા ટાંકવાનું વગેરેનું કામ કરે છે. આ ખાતામાં મેડીકલ ડૉકટરો ને સિવિલ સરજન હોય છે.

**રેલવેખાતું** - માલ અને ઉતારૂઓને એક સ્ટેશનથી બીજે સ્ટેશને લઈ જવા લાવવાનું તથા તારનું કામ કરે છે પણ સરકારી તારખાતું જુદુ હોય છે. આ ખાતામાં સ્ટેશન માસ્તર, ટ્રાફીક મેનેજર ને રેલવે સુપ્રીન્ટેન્ડેન્ટ હોય છે.

**લશ્કરીખાતું**—દેશનું બળવાન શત્રુથી રક્ષણ કરવાનું ને રાજ્ય વધારવાનું કામ કરે છે. આ ખાતા ઉપર કમાન્ડર ઓફ ચીફ રહેછે.

ઉપર બતાવેલાં ખાતાં પૈકી ઘણાં ખાતાં કમીશનર ને કલેકટરના હાથ તળેછે. ને કેટલાકપર થોડી અથવા વધારે દેખરેખ છે. તેથી કમીશનરને પ્રાંતનો ને કલેકટરને જીલ્લાનો રાજા કહીએ તો ચાલે.

## દેશી રાજ્યો.

ગુજરાતમાં દેશી રાજ્યો ઘણાં છે તેમાં સૌથી મોટું ગાયકવાડનું છે ને તે ગવર્નર જનરલના અધિકાર તળે છે.

કમિશનરના તાબામાં જે દેશી રાજ્યો છે તેના જથ્થા કરી વિભાગ પાડેલા છે તેને એજન્સિઓ કહેછે. દરેક એજન્સી પોલીટીકલ એજન્ટ ને

તેના મદદનીશોના હાથ નીચે રાખેલી છે એમ પોલિટિકલ એજન્ટો મુખ્યત્વે કરીને ઉત્તર વિભાગના કમિશનર સાહેબની દેખરેખ નીચે કામ કરેછે.

ખંભાતનું સંસ્થાન જુદું છે તેનું કામ ખેડા જીલ્લાનો કલેક્ટર કરેછે. તે વખતે તે ગવર્નરનો એજન્ટ કહેવાયછે.

દરેક રાજાના રાજ્યને સંસ્થાન કહેછે. તે પોતાના રાજ્યની બધી વ્યવસ્થા ખાલસા મુલકની પેઠે જુદાં જુદાં ખાતાં રાખી કરેછે. તેપર પોલિટીકલ એજંટની દેખરેખ હોયછે.

## પોલિટીકલ એજંટનું કામ.

રજવાડાઓમાં વાંધા પડે તેના ફેંસલા કરવાનું, એક બીજા લડતા તથા એક બીજાના મુલક લુંટતા અટકાવવાનું, ખંડણી વસુલ કરવાનું ને ગાયકવાડ વિગેરેની ખંડણી પહોંચાડવાનું; કોઈ રાજા બાળકુંવર મુકીને મરણ પામે તો તે સંસ્થાન સંભાળવાનું ને કુંવરને કેળવણી આપવાનું, તથા તે રાજ્ય આબાદ કરવાનું કામ કરેછે.

ખાલસા મુલકને લગતા નાના દેશી રાજ્યો (તાલુકદારો) હોયછે. તેનાપર તે જીલ્લાના કલેક્ટરની નીચેનાની હોય છે તોપણ તેનો વહિવટ પોલિટીકલ એજન્ટની મદદ તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર કરે છે ને તે કમિશનરના હાથ નીચે રહે છે.

---

## રાજ્યકીય ભાગ.

## અંગ્રેજી મુલક.

| ભાગ | મુખ્ય શહેર. |
|---|---|
| ૧ સુરત જીલ્લો... | સુરત ને રાંદેર. |
| ૨ ભરૂચ જીલ્લો... | ભરૂચ ને જંબુસર. |
| ૩ ખેડા જીલ્લો... | ખેડા, નડિયાદ, ને કપડવણજ. |

| | |
|---|---|
| ૪ પંચમહાલ... | **ગોધરા,** દાહોદ. |
| ૫ અમદાવાદ જીલ્લો. | **અમદાવાદ** ને વિરમગામ. |

### દેશી રાજ્યો.

| | |
|---|---|
| ૬ ગાયકવાડનો મુલક. | **વડોદરા,** ડભોઇ પાટણ. |
| ૭ કાઠીયાવાડ એજન્સી | **રાજકોટ,** નવાનગર, ભાવનગર, ધ્રાંગધ્રા, જુનાગઢ |
| ૮ પાલણપુર એજન્સી. | **પાલણપુર,** ડીસા, રાધનપુર. |
| ૯ મહિકાંઠા એજન્સી. | **સાદરા ને ઇડર.** |
| ૧૦ રેવાકાંઠા એજન્સી. | **નાંદોદ,** બારિયા ને લુણાવાડા. |
| ૧૧ પંચમહાલ એજન્સી. | **ઝારૂકોટ.** |
| ૧૨ સુરત એજન્સી. | વાંસદા, ધરમપુર ને સચીન. |
| ૧૩ ખંભાત સંસ્થાન. | **ખંભાત.** |

## શાહેરો વિશેની હકીકત.

**અમદાવાદ**—એ ગુજરાતની રાજધાનીનું શહેર સાબરમતીના કાંઠા પર છે. એમાં રેશમી તથા કસબી કાપડ બને છે તથા વરાળયંત્રથી કાપડ વણવાનાં કારખાનાં છે. નગરમાં ઘેરઘેર મીઠું પાણી મળે છે, ને મેલા પાણીને માટે જમીનમાં ગટર છે.

**સુરત**—તાપીના કાંઠા ઉપર છે. એ અસલ નામીચું બંદર હતું ને અંગ્રેજોએ પહેલાં ત્યાં કોઠી કરી હતી. આ શહેરમાં મીઠા પાણીના નળ છે.

**ભરૂચ**—નર્મદાના કાંઠા ઉપર જૂનું શહેર છે.

**વડોદરા**—એ વિશ્વામિત્રીના કાંઠા પર ગાયકવાડની રાજધાનીનું શહેર છે. તેમાં મીઠા પાણીના નળ છે.

**પાટણ**—સરસ્વતીના કાંઠાપર આગળ રજપૂત રાજાની રાજધાનું

આનીનું શહેર હતું ને હાલ ગાયકવાડના તાબામાં છે. ત્યાંની સુડીઓ ને માટીનાં વાસણ વખણાય છે.

**નડીયાદ**—ખેડા જીલ્લામાં પહેલા નંબરનું વેપારનું મથક છે ત્યાંથી તંબાકુ ઘણી ચડે છે.

**રાંદેર**—તાપીના કાંઠાપર મોટો કસ્બો છે. તેમાં મોટા પાણીના નળ છે.

**કપડવણજ**—એમા કાચ ને સાબુ બનાવવાનાં કારખાનાં છે.

**ગોધરા**—એ પંચમહાલમાં મોટું શહેર છે. ત્યાંથી વસાણાં તથા ઇમારતી લાકડાં વગેરે માલ દેશાવર જાય છે.

**ખંભાત**—એ મહી નદીના મુખ આગળ જૂનું શહેર છે. તેમાં નવાબ રહે છે.

---

## ભાગ ૩ જો.

## ગુજરાતનું વિશેષ વર્ણન.

### ૧ સુરત જીલ્લો.

આ જીલ્લો ગુજરાતની છેક દક્ષિણે કીમ અને દમણગંગા નદીઓની વચ્ચે આવેલો છે.

**પર્વત**—પારનેરા અને ડુંગરી.

**નદીઓ**—૧ તાપી, ૨ કીમ, ૩ મીંઢોળા, ૪ પૂર્ણા, ૫ અંબિકા, ૬ પાર, ૭ કોલક ને ૮ દમણગંગા.

| તાલુકા. | મોટાં ગામ. |
|---|---|
| ૧. પારડી | પારડી. |
| ૨ વલસાડ | વલસાડ. |
| ૩ ચીકલી | ચીકલી. |

૪ જલાલપોર.................જલાલપોર.
૫ બારડોલી...... ...........બારડોલી.
૬ માંડવી........... .........માંડવી.
૭ ચોર્યાસી....................સુરત.
૮ ઓરપાડ.....................ઓરપાડ.

## ૨ ભરૂચ જીલ્લો.

આ જીલ્લો મહી અને કીમ નદીઓની વચ્ચે આવેલો છે. એના પૂર્વ ભાગને **કાનમ** ને પશ્ચિમ ભાગને **બારું** કહે છે. કાનમમાં રૂ સારૂં થાય છે.

**નદીઓ**—મહી, ઢાઢર, નર્મદા, ને કીમ.

**જાત્રાનું ઠેકાણું**—શુકલતીર્થ.

| **તાલુકા.** | **મોટાં ગામ.** |
|---|---|
| ૧ અંકલેશ્વર | અંકલેશ્વર, હાંસોટ. |
| ૨ ભરૂચ | ભરૂચ. |
| ૩ વાગરા | વાગરા, દેહેજ. |
| ૪ આમોદ | આમોદ. |
| ૫ જંબુસર | જંબુસર. |

## ૩ ખેડા જીલ્લો.

આ જીલ્લો મહી નદી અને અમદાવાદ જીલ્લાની વચ્ચે આવેલો છે. એના કેટલાક ભાગને **ચરોતર** કહે છે. તેમાં તંબાકુ સારી થાયછે.

**નદીઓ**—મહી, વાત્રક, શેઢી, મેશ્વો, મહોર, ખારી.

**જાત્રાનાં ઠેકાણાં**...ડાકોર ને વડતાલ.

| તાલુકા. | મોટાં ગામ. |
|---|---|
| ૧ કપડવણજ............. | કપડવણજ |
| ૨ ઠાસરા............. | ઠાસરા, ડાકોર. |
| ૩ નડિઆદ............. | નડિઆદ, મહુધા, વડતાલ. |
| ૪ મેહેમદાવાદ............. | મેહેમદાવાદ, ખેડા. |
| ૫ માતર............. | માતર |
| ૬ આણંદ............. | આણંદ, ઉમરેઠ |
| ૭ બોરસદ............. | બોરસદ. |

**વિશેષ હકીકત**—લસુંદ્રામાં ઉના પાણીના કુંડ છે ને કપડવણજમાં કાચ ને સાબુ બને છે

## ૪ પંચમહાલ.

આ જીલ્લો રેવાકાંઠા એજન્સીમાં અરિયાળી પૂર્વ તથા પશ્ચિમે આવેલો છે. ત્યાંના કલેક્ટરને ગવર્નરનો એજંટ કહે છે.

**નદી**—મહી **પર્વત**—પાવાગઢ ( એમાં કાળીકાનું દેરૂં છે. )

| તાલુકા. | મોટાં ગામ. |
|---|---|
| ૧ ગોધરા................. | ગોધરા. |
| ૨ કાલોલ................. | કાલોલ, હાલોલ. |
| ૩ દાહોદ................. | દાહોદ ને ઝાલોદ. |

**વિશેષ હકીકત**— આ જીલ્લો આગળ સિંધીઆના તાબામાં હતો તે વખત ગોધરા, હાલોલ, કાલોલ, દાહોદ ને ઝાલોદ એ પાંચ પરગણાં હતાં તેથી તેને પંચમહાલ કહે છે. ગોધરા પાસે ઉના પાણીના કુંડ છે.

## ૫ અમદાવાદ જીલ્લો.

આ જીલ્લો વિસ્તારમાં ઘણો મોટો અને તાલુકા એક જેથી નથી.

**નદીઓ**—સાબરમતી, હાથમતી, વાત્રક, મેશ્વો, માઝુમ, ખારી, ભાદર, રોહોર, ગોમા, નીનકા ને ઉતાવળી.

**તળાવ**—નળ સરોવર મોટું છે. મુનસર, ગંગાસર ( વિરમ ગામમાં ) મલાવ ( ધોળકામાં ), કાંકરીઆ, ચંડોલા, ને મલેકસાબાનું (અમદાવાદ પાસે)

| તાલુકા. | મોટાં ગામ. |
|---|---|
| ૧ પ્રાંતીજ | પ્રાંતીજ, મોડાસા. |
| ૨ વિરમગામ | વિરમગામ, પાટડી. |
| ૩ ધોળકા | ધોળકા, કોઠ. |
| ૪ દસક્રોઇ | અમદાવાદ. |
| ૫ ધંધુકા | ધંધુકા, ધોલેરા, ભીમનાથ. |
| ૬ સાણંદ | સાણંદ, સરખેજ. |
| ૭ ઘોઘા | ઘોઘા. |

**વિશેષ હકીકત**—પાટડી પાસે વગરનું મીઠું થાય છે, વૌઠા ને ભીમનાથમાં જાત્રા ભરાય છે.

## ૬ કાઠિયાવાડ.

એ ગુજરાતના પશ્ચિમ ભાગમાં છે, એને સોરઠ પણ કહે છે.

**પર્વત**—ચોટીલા, વાલાકગીર, શેત્રુંજો, ગીર, ગીરનાર, બરડે.

**નદીઓ**—ભાદર, શેત્રુંજી, મચ્છુ, આજી ને ફુલકુ વગેરે.

**બંદર**—ભાવનગર મહુવા, જાફરાબાદ, દીવ, વેરાવળ, માંગરોળ, નવીબંદર, પોરબંદર, દ્વારકા, નવાનગર ને જોડીઆ.

**અધિકારી**—પોલિટિકલ એજન્ટ રાજકોટમાં રહે છે. ગવરનર સાહેબ સાથે પરભાર્યો વ્યવહાર રાખે છે.

**જાત્રાનાં ઠેકાણાં**—દ્વારિકા, સોમનાથ, ગીરનાર, પાલીતાણા ને ગઢડા

| ભાગ. | આ. પોલિટિકલની કચેરી. | પહેલા વર્ગનું રાજ્ય. |
|---|---|---|
| ૧ ઝાલાવાડ (ઉત્તરમાં) | વઢવાણ. | ધ્રાંગધ્રા. |
| ૨ ગોહીલવાડ (પૂર્વમાં.) | સોનગઢ. | ભાવનગર. |
| ૩ સોરઠ (દક્ષિણમાં) | માણેકવાડા. | જુનાગઢ. |
| ૪ હાલાર (પશ્ચિમમાં) | રાજકોટ. | નવાનગર. |

ઉપરના ચાર પ્રાંત નીચેનાં દશ પરગણાંમાંથી કરેલા છે.

**પરગણાં.**

૧ ઝાલાવાડ—એમાં ધ્રાંગધ્રુ, લીંબડી, વઢવાણ.
૨ ગોહીલવાડ—ભાવનગર, પાલીતાણા.
૩ ઉંડસરવૈયાવાડ—દાઠા, ગણુધોલ.
૪ બાબરિયાવાડ—જાફરાબાદ.
૫ કાઠયાવાડ—અમલીરે (ગાયકવાડી) જેતપુર.
૬ સોરઠ—જુનાગઢ.
૭ બરડો—એમાં પોરબંદર.
૮ હાલાર—એમાં નવાનગર, ગોંડળ, રાજકોટ,
૯ મચ્છુકાંઠો—એમાં મોરબી ને માળીઆ છે.
૧૦ ઓખામંડળ—એમાં દ્વારિકા, કચ્છીગઢ.

## ૭ પાલણપુર એજન્સી.

( આ એજન્સિ ગુજરાતની ઉત્તરમાં છે. )

**નદીઓ**—બનાસ, સરસ્વતી ને નીમરાખી.
**પર્વત**—સિરોહના ડુંગર.

**અધિકારી**—પોલિટિકલ સુપ્રીન્ટેન્ડેન્ટ પાલણપુરમાં રહે છે.

**સંસ્થાનો.**

**મુસલમાની**—૧ પાલણપુર, ૨ રાધનપુર, ૩ વારાહી, ૪ મોરવાડા.

**રજપુતનાં**—૫ થરાદ ૬ વાવ, ૭ સુઇગામ, ૮ દેવદર, ૯ ચારચટ ને શાંતલપુર.

**કોળીનાં**—૧૦ ભાભર, ૧૧ કાંકેજ.

**વિશેષ હકીકત**— પાલણપુર પાસે ડીસામાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

## ૮ મહિકાંઠા એજન્સી.

એ એજન્સી ગુજરાતના ઇશાન ખુણામાં છે ને તેનાં ગામ અમદાવાદ ને ખેડા જીલા સાથે ભેળાભેળ છે.

**પર્વત**—આરાસુરનો. તે ઉપર અંબાજીનું દેરૂં છે.

**નદીઓ**—સાબરમતી, વાત્રક, ખારી, મેશ્વો ને માજુમ.

**જાત્રાનાં ઠેકાણાં**—અંબાજી, શામળાજી ને ખેડબ્રહ્મા.

| પ્રગણાં. | મુખ્ય સંસ્થાન. |
|---|---|
| ૧ નાની મારવાડ | ઇડર, દાંતા |
| ૨ રેવર | મોહનપુર |
| ૩ સાબરકાંઠા | માણસા, પેથાપુર. |
| ૪ વાત્રકકાંઠા | આમલિયારા, ઘોડાસર. |
| ૫ બાવીશી | વાસણા, મહિસા. |
| ૬ કટોસણ | જેટાણા. |

**વિશેષ હકીકત**—ઇડરનું સંસ્થાન મુખ્ય છે, એની પાસે અ-

અહમદનગર ને દાંતામાંથી પથ્થર નીકળે છે. અને મોહનપુર સંસ્થાનના અડપોદરા ગામ પાસે અબરખની ખાણો છે.

## ૯ રેવાકાંઠા એજન્સી.

( આ એજન્સી ગુજરાતની પૂર્વમાં છે )

**ભાગ**—૧ સંખેડામેવાસ, ૨ પંચમહાલ

**પર્વત**—રાજપીપળા એમાંથી અકીક નીકળે છે

**નદીઓ**— મહી. નર્મદા. પુનેમ. ઓરસંગ. હાંરણ. વિશ્વામીત્રી.

**અધિકારી**—પોલીટિકલ એજન્ટ વડોદરામાં રહે છે.

### મોટાં સંસ્થાન.

૧ રાજપીપળા. ( નાંદોદ, ) ૨ છોટાઉદેપુર. ૩ બારીઆ, ૪ લુણાવાડા, ૫ સુંથ. ૬ વાડાસીનોર એમાં મુસલમાની રાજ છે.

**નિકાશ**—ઇમારતી લાકડું ને કરિયાણું વગેરે

## ૧૦ પંચમહાલ એજન્સી.

એ એજન્સી પાવાગઢની પાસે આવેલી છે. એમાં કોળીનાં ઘણાં નાનાં સંસ્થાન છે. તેમાં મુખ્ય **નારૂકોટ** છે.

એ સંસ્થાન ઉપર પચમહાલનો કલેકટર અંગ્રેજ સરકાર તરફથી વહીવટ કરે છે તે વખતે તે ગવર્નરનો એજંટ કહેવાય છે.

## ૧૧ સુરત એજન્સી.

એ એજન્સી ગુજરાતની દક્ષિણે છે. તેના ઉપર સુરતનો કલેકટર દેખરેખ રાખે છે.

**નદીઓ**—કાવેરી, અંબીકા, રમણગંગા વગેરે.

**જાત્રાનું ઠેકાણું**—(વાંસદા સંસ્થાનમાં) દેવકી ઉનાઈ, એમાં ઉના પાણીના કુંડ છે.

**સંસ્થાનો**—૧ વાંસદા, ૨ ધરમપુર, (રામનગર), ૩ સચીન.

**ટીકા**—સચીન સંસ્થાનનાં ગામ ચોર્યાસી તાલુકામાં વેરાતાં છે.

**નિકાશ**—ઈમારતી લાકડું ને શીશમ.

---

### ૧૨ ખંભાત સંસ્થાન.

**મુખ્ય શહેર**—ખંભાત—મહી નદીના મુખ આગળ ઘણું જુનું શહેર છે તેમાં નવાબ રાજ્ય કરે છે, ને એજંસીનો કલેક્ટર દેખરેખ રાખે છે તથા બોરસદનો મામલતદાર ખંડણી વસુલ કરે છે.

### ૧૩ ગાયકવાડી મુલક.

એ રાજ્ય એક જથે નથી પણ ગુજરાતના ઘણા ભાગમાં છુટું છુટું છે. તેના મુખ્ય ચાર જથા થઈ શકે છે.

**૧ ઉત્તર તરફનો ભાગ**—એમાં પાટણ, સિદ્ધપુર, વડનગર, વગેરે છે.

**૨ પશ્ચિમ ભાગ**—(ઓખામંડળ) દ્વારકા, અમરેલી, વગેરે છે.

**૩ મધ્ય ભાગ**—વડોદરા, ડભોઈ, સોજીત્રા, પેટલાદ વગેરે છે.

**૪ દક્ષિણ ભાગ**—નવસારી, ગણદેવી, વગેરે છે.

**મુખ્ય શહેર**—વડોદરા. એ ગાયકવાડ સરકારની રાજધાનીનું શહેર વિશ્વામિત્રી નદીના કાંઠાપર છે, તેમાં અંગ્રેજી લશ્કર ને રેસીડે-

નૂર રહે છે. આ મુંબઇ ઇલાકામાં મોટામાં મોટું દેશીરાજ્ય છે અને તેમાં કેળવણી ખાતું છે તે ઘણુંજ સારૂં કામ કરે છે. આ શહેરમાં નળવડે લોકને પાણી પૂરૂં પાડવામાં આવે છે.

**ટીકા**—ગાયકવાડનો કેટલોક ભાગ ખાનદેશ જીલ્લાને લગતો છે. મુખ્ય વજપુર છે.

---



## વ્યાખ્યાઓ.

**પ્રાંત**—ભાષાના ભેદે કરીને કે કુદરતથી જુદા પડેલા જમીનના ભાગને પ્રાંત કહે છે.

**જીલ્લો**—એક કલેક્ટરના તાબાનો ખાલસા મુલક. જેમાં બાર તાલુકા હોય છે તે.

**સંસ્થાન**—દેશી રાજાના રાજ્યને સંસ્થાન કહે છે.

**એજન્સી**—ઘણાં સંસ્થાનનો જથ્થો જે પોલિટિકલ એજંટને સોંપેલો હોય છે તે.

**બંદર**—નદી અગર દરીઆ કાંઠે આવેલું શહેર કે જ્યાં વહાણથી ઘણો માલ આવ જા થતો હોય તે

**બેટ ( દ્વીપ )**—જમીનના જે ભાગની ચારે દિશાએ પાણી હોય તે.

**દ્વીપકલ્પ**—જમીનના જે ભાગની ત્રણ બાજુએ પાણી ને એક બાજુએ કોરી જમીન હોય તે.

**ભૂશિર ( કેપ )**—જમીનની જે અણી લાંબી થઈ સમુદ્રમાં ગયેલી હોય તે.

**ડુંગર**—જમીન ઉપર જે મોટા ટેકરા ઘણા લાંબા હોય તે.

**પર્વત**—ઊંચા ને મોટા ડુંગર હારબંધ હોય તે.

**મહાસાગર**—ખારા પાણીનો ઘણોજ મોટો ભાગ હોય તે.

**સમુદ્ર કે દરીઓ**—મહાસાગરથી નાનો ખારા પાણીનો ભાગ.

**અખાત**—સમુદ્રનો ફાંટો લાંબો થઈ જમીન ઉપર ગયેલો હોય તે.

**સરોવર**—પાણીના જે ભાગની ચારે તરફ જમીન હોય તે.

**નદી**—મીઠા પાણીનો પ્રવાહ પર્વત અગર સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઈ બીજી નદી અગર સમુદ્રને મળે છે તે.

**નદીનું મૂળ**—જે જગાએથી નદી નીકળે છે તે જગા.

**નદીનું મુખ**—જે જગાએ નદી સમુદ્રને મળે છે તે જગો.

**સંગમ**—એક નદી બીજી નદીને જે જગાએ મળે છે તે.

**કિનારા**—નદીના પ્રવાહ તરફ મોં કરીને ઉભા રહીએ તો જમણા હાથ તરફનાને જમણો ને ડાબા હાથ તરફનાને ડાબો કિનારો કહે છે.

### દિશાઓ.

જે દિશામાં સૂર્ય ઉગે છે તે **પૂર્વ દિશા.** જે દિશામાં સૂર્ય આથમે છે તે **પશ્ચિમ દિશા.** પૂર્વ દિશા ભણી મો કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફ **ઉત્તર દિશા** અને જમણા હાથ તરફ **દક્ષિણ દિશા** આવે છે.

**ટીકા**—ખુણા કઈ કઈ દિશાની વચ્ચે આવે છે તે તથા નકશાની દિશાઓ નીચે પ્રમાણે.



# જાહેર ખબર.

## અમારી તરફથી બહાર પડેલી ચોપડીઓ.

મુંબાઇ ઇલાકાની ભૂગોળ. (નવા ધોરણ પ્રમાણે) ૦-૧-૦

કાગળ તથા દસ્તાવેજના નમુના .. ... ૦-૫-૬

મિડલ સ્કોલરસીપ પરીક્ષાના સવાલ. સને ૧૮૯૧

થી ૧૮૯૯ સુધીના જુઓ. ... ... ૦-૧-૦

### મળવાનાં ઠેકાણું.

અમદાવાદ—બુકસેલર મોતીલાલ મગનલાલ. પાસેથી.

કમીશન—દશ ઉપર રાખનારને સાડાબાર ટકા અને પચીસ ઉપર રાખનારને વીશ ટકા. ટપાલ ખર્ચ માફ. નોટપેડ કાગળ લેવામાં આવશી નહિ. પોસ્ટની ટીકીટ અગર મનીઓર્ડરથી નાણાં મોકલવાં.

અમદાવાદ—ઢાળની પોળ. } ભોગીલાલ માણેકલાલ.